# પ્રાસ્તાવિક.

ગુજરાતી સાહિત્યમાં સુરતે અત્યાર સુધીમાં એટલો સારો ફાળો આપ્યો છે, સાહિત્યરસિક માણસો તરીકે સુરતીઓ એટલા પ્રસિદ્ધ છે કે સુરતમાં સાહિત્યમંડળ નહિ હોય એવું એકદમ માનતાં પરગામના લોકો ખચકાયા વિના રહે નહિ. એવુ કોઇક મંડળ હોવું જોઇએ, માટે હશેજ, એમ ધારી લઈ, એવા કાલ્પનિક મંડળના કાલ્પનિક મંત્રી પર કેટલીક વખત પરગામથી પત્રો પણ પાઠવવામાં આવે છે! ખરી વાત એ છે કે સુરતમાં અત્યાંર સુધી સાહિત્યમંડળ હતુંજ નહિ.

સુરત જેવા મોટાં શહેરમાં સાહિત્યમંડળ હોવું જોઇએ એવા ખ્યાલો કોઈ રાખતું હોય તો તે હસી કાઢવા જેવું નથી. જીંદગી સુખમય અને આનંદમય કરવાનો, સાહિત્ય એજ સચોટ ઇલાજ છે. સાહિત્ય વગરનો સમાજ, અવાચક પ્રાણી જેવો મૂંગો છે. સાહિત્યની પ્રગતિ પરથીજ દેશની પ્રગતિ માપી શકાય છે. વ્યક્તિ જીવન, સમાજજીવન અને દેશજીવનને ઉન્નત કરવામાં સાહિત્યજ અસાધારણ મદદ આપે છે. સંસ્કૃતિઓનો સાચો સમન્વય

સાહિત્યજ સાધી શકે છે, ટુંકામાં, સાહિત્યની અગત્ય અને ઉપયોગિતા એટલી ભારી છે કે લક્ષ્મીની પૂજા અને કુબેરની ખુશામદ કરનારા આ જમાનામાં, સાહિત્યની વૃદ્ધિ અને પ્રચાર કરવાને જેટલાં મંડળો સ્થપાય તેટલાં ઓછાં છે. આવાજ કાંઇક ઉદ્દેશથી, સુરતમાં થોડાક સમય થયાં એક સાહિત્યમંડળ સ્થપાયું છે.

આવા મંડળોથી એવા ઉદ્દેશો બહુ સારી રીતે પાર પાડી શકાય છે એમ સાબીત કરવાની જરૂર નથી. ધાર્યો નર્મદ મંડળોથી પકવી શકાતો નથી એ ખરૂં; પણ સાહિત્યની વૃધ્ધિ પ્રતિભાશાળી વ્યક્તિઓ કરે છે તેમ સામાન્ય માણસો પણ એકઠા થઇને કંઇક અંશે કરી શકે છે. પ્રતિભાની ઉણપ સંઘશક્તિથી પૂરીને એકલે હાથે મોટા લેખકો પણ ન કરી શકે એવાં કાર્યો સાહિત્ય મંડળો કરી શકે છે. સુરતનું ગુજરાતી સાહિત્ય મંડળ આવાં કાર્યો કરી બતાવવામાં સફળ થશે કે નહિ તે તો પ્રભૂ જાણે. પરંતુ એ મંડળ પોતાના ઉદ્દેશોની સ્તુત્યતા સમજીને સુશિક્ષિત વર્ગ તરફથી સહાનુભૂતિની આશા રાખતું હોય તો તે વધારે પડતું નથી. જનસમૂહ શક્યતાઓ વિચારવા કરતાં કાર્યો નીરખીને ટીકા કરવી વધારે પસંદ કરે છે, પણ એવી પરિણામ પ્રિયતાથી સુજ્ઞ પુરૂષો મુક્ત હોય છે. એટલે આવી પ્રવૃત્તિઓમાં તેમના ઉત્તેજનની ખાસ આવશ્યકતા છે.

વ્યોમેશચંદ્ર જનાર્દન પાઠકજી.

# બે બોલ

બંધુઓ,

જીવન જેમ મનુષ્યો વીતાવે છે તેમ અન્ય પ્રાણીઓ પણ વીતાવે છે. કેવળ મનુષ્ય જીવનને ઉન્નત અને ઉંચુ કરનાર હોય તો તેનું જ્ઞાન. આ જ્ઞાન પ્રત્યેની અભિરૂચી એ મનુષ્ય જીવનને ખીલવી તેના ફલરૂપ પરમાનંદ, શાશ્વત આનંદને આપનાર છે. ધન કદાપિ કેટલોક કાળ જીવનને રસિક બનાવી શકે, યુવાવસ્થા પણ કેટલાક સમય સુધી આનંદના સાગરમાં આપણને તરબોળે, સુરૂપ પણ આપણને અલ્પ સમય સુધી સંતોષનું સ્થાન બને, પરંતુ તે કોઈ પણ કાળમાં, કોઇપણ સ્થિતિમાં, કે કોઇપણ વયમાં એક સરખી રીતે ટકી રહી, અબાધિત સંતોષજનક આનંદ આપવા સમર્થ થતા નથી. આ પ્રકારનો આનંદ કોઇ આપી શકે એવું હોય તો તે જ્ઞાન છે.

મારી ખાત્રી છે કે આ પ્રમાણે તમારા હૃદયમાં જ્ઞાન વિષેના બહુ માનને લઇને અથવા તેની ઉપયોગિતા જાણવાથીજ તમો આ વાંચવા તત્પર થશો. અથવા કુતુહળ દૃષ્ટિથી વાંચતા હો તો પણ આ બાબતમાં બે મત હોઇ શકેજ નહિ. અને આજ બાબતમાં આપણે કંઇક વ્યવસ્થિત પ્રગતિ કરી શકીએ માટે ગુજરાતી સાહિત્ય મંડળ સ્થાપવામાં આવ્યું છે. કોઇકને કહેતા સાંભળ્યા છે કે ભાઇ, આપણે સાહિત્ય એટલે શું એ તો સમજતા નથી તો સભાસદ થઇને શું કરીએ?' તેવા ભાઇઓને હું એટલોજ જવાબ આપીશ

કે કોઈ પણ વાતનું જ્ઞાન મનુષ્યને જન્મથી મળતુંજ નથી પરંતુ જે પ્રાપ્ત કરવાની ઇચ્છા થાય અને તેને સારૂ ઉત્સાહથી કામ કરીએ તો ફતેહમંદ થઇ શકાય. માટે નારીપાસ થવાની જરૂર નથી. અને તે માટે દરેકને આ મંડળના સભ્ય થવા વિનંતિ છે. અને જેઓ સભાસદો હોય, તેઓને મારે એટલીજ સૂચના કરવાની કે મંડળની ફી ભરી એટલે આપણી સાહિત્ય પ્રત્યેની ફરજ અદા કરી એમ સમજવાનું નથી. મંડળના દરેક કાર્યમા પૂર્ણ ઉત્સાહથી ભાગ લઈ પ્રગતિ કરવાની છે. મોજમજાહ, ઉજાણીઓ વિગેરેમાં ભાગ લઈએ છીએ તેનાથી અડધો ઉત્સાહ આપણે આવા કાર્ય પ્રત્યે દોરવશું તો આપણીપ્રગતિ વિના સંશય નજીકજ છે જીવનનું ખોટી દિશાએ વ્હેતું વ્હેણુ જો અટકાવવું હોય, આપણી જીંદગી કંઈક અમૂલ્ય વસ્તુ છે એમ સમજી તેમાંથી કંઇ સાર શોધવો હોય તો આપણે સાહિત્યથી કદી દૂર થઇ શકીએજ નહિ. આપણું સામાજીક જીવન પણ કંઇ મહત્વનું બનાવવું હોય તો આપણે એકજ દિશા તરફ લક્ષ્ય આપી બેસી રહીએ તો શું વળે? જ્ઞાનાન્મુકિત એ તો ધર્મ શાસ્ત્ર પોકારી પોકારીને કહે છે અને તેનાથી તમે બેદરકાર રહો તો એ શું બતલાવી આપે છે? એજ કે તમને તમારા ધર્મશાસ્ત્રોપરથી શ્રધ્ધા ઉઠી જવા આવી છે. પણ નહિ, જીવનને ઉન્નતિના પંથપર ચઢાવવાનું લક્ષ્ય રાખી, તમે કાર્ય કરવામાં તત્પર થાઓ. જીવન અને સાહિત્ય એ કદી જુદા પડી શકેજ નહિ એમ નિશ્ચયથી માનો, અને તે માટે સાહિત્ય પ્રત્યેની બેદરકારી છોડી તમારા જીવન પર નજર નાંખો બંધુઓ, જીવનની અમૂલ્યતા સમજો! અસ્તુ

હીરાચંદ કસ્તુરચંદ ઝવેરી

# શું કહું ?

ઇસ. ૧૯૨૦ના એપ્રિલ માસમાં કવિકુળભૂષણ ટાગોરની સુરતમાં પધરામણી થઇ હતી. તે વેળા હું તેમની પાસે મળવા ગયો હતો. એ વખતે બીજા પણ સુરતના જાણીતા ગૃહસ્થો ત્યાં બેઠેલા. વાતચીત ચાલતાં બંગાળી ગુજરાતી ભાષા વિષે ચર્ચા ચાલી. તે વખતે કવિવરે કહેલું, "અમને આ એક બહુ મોટો લાભ છે, કે અમારી ભાષા હવે ખૂબ માલદાર બનેલી છે. અમારૂં સાહિત્ય બહુ સમૃધ્ધ છે એટલુંજ નહિ પણ ઇંગ્રેજી ભાષાનો અઘરામાં અઘરો અને આપણી સંસ્કૃતિથી તદન પરદેશી નવીન વિચાર પણ પ્રકટ કરવામાં અમને શબ્દોની મૂશ્કેલી પડતી નથી. ખરેખર અમારૂં સાહિત્ય બહુ વિકાસ પામ્યું છે એમાં શક નથી."

આ પરમાણૂ લઇને આપણે ગુજરાતી ભાષાનો વિચાર કરવા બેસીએ ત્યારે આપણને બહુ શરમીન્દા પડી જવા શિવાય ચાલતું નથી. રાજા મહારાજાઓની માતૃભાષા હોવાનું સન્માન પામનારી, આપણી ગુજરાતી ભાષા વિષે આવું કહેવા ક્યારે વારો આવશે ?

અત્યારે આપણી ગુજરાતી ભાષાની સ્થિતિ વિચારીશું તો

માલમ પડશે કે સામાન્ય પ્રજા વર્ગ અને સાહિત્યઝરણુના મૂળ જેવા વિદ્વાન વર્થ વચ્ચે એક મોડો ગાળો પડી ગયેલો છે. વિદ્વાન વર્ગ પોતે સાહિત્યનો ઉપભોગ કરીનેજ પોતાને કૃતકૃત્ય માને છે. પરન્તુ જે જ્ઞાનામૃત પોતે પીધું હોય છે, તેનાં કંઇક પણ બિન્દુઓનો લાભ જનસમાજ ને આપવા વિષે તો તે મોળા શજ બતાવે છે. શાસ્ત્રીય ઝીણુવટો વિષેની તકરારો ઉઠાવવામાં પોતાની બુધ્ધિનો વ્યય કરવાનું શૂરાતન એ વર્ગ બતાવે છે, પરન્તુ કયી રીતે સાહિત્ય સમાજમાં પ્રચાર પામે અને એ બહુ ઉમદા અને અમર કળાના ઉત્કૃષ્ઠ ફળોનો સ્વાદ ચાખી પ્રજાજીવન વધારે ઉન્નત બને તે વિષે પ્રયત્ન કરવામાં બેદરકારજ રહે છે. આમ વર્ગ તો એક બાળક સમાન છે એમ પ્રોફેસર શામર્સે કહ્યું છે. તે તો પોતાના હિતની વાત વિષે ઉંડુ જ્ઞાન ધરાવતો હોય એમ ભાગ્યેજ બને છે—સર થોમસ મોરની યુટોપિયામાંજ બની શકે. પરન્તુ એ ગાડર જેવા જનસમૂહને પણ રસ્તે દોરવવાની પ્રજા જીવનના ટ્રસ્ટીઓની ફરજ છે. ઇશ્વરે પ્રજાની સેવા કરવાની તક સૌને સરખી આપેલી છે. પરન્તુ એ તકનો ઉપયોગ કરવાની શકિત દરેક જણુને પોત પોતાના સંસ્કાર મુજબ મળી રહે છે. એ રીતે પ્રજાજીવનને ઉંચું બનાવવાના ઉદ્દેશથી પોતાના શકિતનો સારે માર્ગે ઉપયોગ જે કરે છે તેનુંજ જીવ્યું સાર્થક ગણાય છે.

જગત એવા પુરૂષોને મહાન પુરૂષો કહે છે, અને જ્યારે જ્યારે નિરાશાનાં પૂર ફરી વળે છે ત્યારે ત્યારે ઉત્સાહ માટે–પ્રેરણા માટે દૃષ્ટાંત માટે તેમના બણી નજર કરે છે. તે વેળાએ એવી વ્યકિતઓ હૃદયનાં પડ ખોલે છે અને તેમાં રહેલાં ઉંડા રહસ્યોને રજૂ કરે છે—શા માર્ગે?—એ સવાલ ઉઠતાં જવાબ મળશે—

સાહિત્ય.

ઉંચામાં ઉંચી ભાવનાઓના મેળા જેવી, સરસમાં સરસ મનોરંજનના રસ્તા જેવી, મનુષ્યની જીંદગીનાં જુદા જુદા અંગોનું દર્શન કરાવી તેનો વિકાસ બતાવનારી, બુદ્ધિની ખીલવણી કરવામાં અચૂક, હૃદયને ઉન્નત બનાવવામાં અનુપમ, કર્તવ્ય–ભાન કરાવી શુદ્ધ ધર્મના પાલનને રસ્તે દોરવનારી આ જગદ્વ્યાપી કળાનાં ઓજસ કયી પ્રજાએ ઝીલ્યાં નથી ? એના વિના કયા રાષ્ટ્રે ચલાવ્યું છે ? અને એની ખીલવણી વિના જીવનની સાર્થકતા સાધવાનો શું કોઇ માર્ગ છે ?

અને આપણે ક્યાં ? આપણે વાણિજ્યશૂરા ગુજરાતીઓ આ બાબતમાં કયે પગથીયે ?

ભાવી ગુજરાતના આદર્શોને અનુકૂળ બને એવું બાળ સાહિત્ય હજુ આપણે રચ્યું છે ? દેશ વિદેશના સમાજશાસ્ત્રો કે વિવિધ વિદ્યાઓના ગ્રંથો આપણી ભાષામાં છે ? જગતના સર્વોત્તમ સાહિત્યની વાનગીઓ આપણે ગુજરાતને પીરસી છે ? આપણો જ્ઞાનકોશ ક્યાં ? સમાલોચનાનું સાહિત્ય આપણે ઉપજાવવાનો વિચાર પણ કર્યો છે ? રાષ્ટ્રીય સાહિત્યની રેલ આવી છે, પણ તેમાંયે બીજી ભાષાઓની હરોળમાં બેસવાને આપણે કેટલી કમર કસવી પડશે ? અને જનસમાજના અડધા અંગ રૂપ સ્ત્રી સમાજ ખાસ કરી (વિધવા વર્ગ) ને માટે નિર્દોષ, સરળ પુસ્તકોની શું આપણને જરૂર નથી ? અને નાટય સાહિત્યની ?

—એવા એકસોને એક સવાલોની પરંપરા રચી કાઢવી મુશ્કેલ નથી. આપણા સાહિત્યની ઉણપો બહુ મશહુર છે. અને એ ઉણપને ભરી કાઢવા સારૂ પ્રયત્ન નથી થયા એમ નથી. સ્વ.

હાજીમહમદે સાક્ષરો અને જનતા વચ્ચેનો ગાળો પૂરે એવું સાહિત્ય ઉભું કરવાનો જેવો તેવો પ્રયત્ન નહોતો કીધો. અને તેમાં તેને સફળતા પણ ઘણી મળેલી. એ ઉપરાંત બીજા અનેક નામો અહિં ગણાવી શકાય. અને તે છતાં આપણું સાહિત્ય હજુ અણવિકસ્યુંજ રહ્યું છે. હવે આપણા પ્રયત્નો સર્વ દેશીય થવાની જરૂર છે. ગુજરાતી સાહિત્ય મંડળ તેવો એક પ્રયત્ન છે એટલોજ માત્ર દાવો કરી શકાય. સાહિત્યની જે ઉણપો અહિં દર્શાવી છે તેમાંથી જે બને તે દૂર કરવા માટે આગળ ઉપર પ્રયત્ન કરવાના હેતુથીજ આ કામ ઉપાડયું છે એમ કહેવા ઉપરાંત વિશેષ કોઈ પણ જાતનો દાવો મંડળે અત્યારે કરવો વ્યર્થ છે. સુરતના સાહિત્યરસિક સમાજ મંડળને ટેકો આપે તો આગળ ઉપર સરસ કામ ન થઈ શકે એમ માનવાને કંઈ કારણ નથી.

# ગુજરાતી સાહિત્ય મંડળ

આ મંડળના પ્રત્યેક સભાસદને ખાસ વિનંતિ કરવામાં આવે છે, કે હવે પછી સાહિત્યનો પદ્ધતિસર અભ્યાસ તેમણે કરવાના પગલાં લેવાં. અને તે દ્વારા પોતાને જે કંઇ વિચારો સૂઝે તેને મંડળ મારફતે સમાજ સમક્ષ રજુ કરવાની તક લેવી. આ પ્રકારની પત્રિકાઓ પણ કાઢવાનો મંડળનો ઉદ્દેશ છે અને એવી પત્રિકાઓ માટે વિષયો લખી મોકલવામાં આવતાં તે વિષે વિચાર કરી યોગ્યતા અનુસાર નક્કી કરવામાં આવશે. વધુ માટે મંત્રીને મળવા અથવા તેની સાથે પત્રવ્યવહાર ચલાવવા વિનંતિ છે.

# મંડળના સભાસદ શા માટે થવું ?

૧ તમારી માતભાષાની સેવા કરવાની તમારી ઇચ્છાને પોષવા માટે—તેને ખીલવવા માટે તમને સદા સર્વદા સાહિત્ય રસિક સહવાસની જરૂર રહેશે. આ મંડળથી તે પૂરી પડવાનો સંભવ છે.

૨ તમારા વિચારો પ્રદર્શિત કરી તેમાં રહેલા ગુણદોષ જાણવાની તક મેળવવાનું આ મંડળ સરસ સાધન થઇ પડશે. એવી આશા છે.

૩ કેવી જાતનું સાહિત્ય વાંચવું, કેવી રીતે વાંચવું અને શા માટે વાંચવું તેના માર્ગદર્શકનું કામ કરવા મંડળ તત્પર રહેશે.

૪ દેખીતા બીજા લાભો તો મંડળનું બંધારણ બતાવી દેશે.

૫ દરેક જણને આ મંડળના સભાસદ થવા અરજ છે.



# મંડળને મદદ

મંડળને મદદ કરવાના થોડાક રસ્તા અત્રે દર્શાવવા પ્રયત્ન કર્યો છે.

૧ સભાસદો વધારીને.

૨ પોતાના અભ્યાસનો લાભ આપીને.

૩ પોતાની લાગવગના ઓળખાણના વિદ્વાનોના જ્ઞાનનો મંડળને લાભ આપીને.

૪ આર્થિક રીતે.

૫ મંડળ આગળ નવી નવી યોજનાઓ રજુ કરીને.

૬ મંડળના ચાલૂ કામમાં બનતી સહાય કરીને,

એ રીતે તમે મંડળની ઉન્નતિ કરવાના કાર્યમાં તમારો ભાગ આપી શકશો.



# મંડળના ધારા ધોરણો.

**૧. નામઃ—**

આ સંસ્થાનું નામ ગુજરાતી સાહિત્ય મંડળ રાખવામાંઆવેછે.

**૨. ઉદ્દેશઃ—**

સાહિત્યમાં રસ લેતા અને સાહિત્ય સેવા કરવા ઉત્સુક ભાઇઓને એક બીજાના પરસ્પર સમાગમમાં આણી તેમના સંગઠિત કાર્યથી ગુજરાતી ભાષાની ઉંન્નતિ અને જનસમાજમાં સાહિત્ય તથા જ્ઞાનના પ્રચારના ઉદ્દેશથી આ મંડળ સ્થાપવામાં આવ્યું છે,

**૩. કાર્યઃ—**

ઉપરના ઉદ્દેશને સફળતાથી પાર ઉતારવા માટે આ મંડળ નીચેનાં કાર્યો કરશે.

(ક) વ્યાખ્યાનો કરાવશે. (ખ) ચર્ચાઓ યોજશે. (ગ) પત્રિકાઓ, પુસ્તકો અને ખાસ પ્રચારવા લાયક પ્રાસંગિક તેમજ સામયિક સાહિત્ય પ્રગટ કરશે. (ઘ) ઈનામી હરિફાઈઓનો પ્રબંધ કરશે (ઙ) વિદ્વત્તાની કદર કરવા યત્ન કરશે. (ચ) નાણાં સંબંધી સ્થિતિ મજબુત થતાં એક નિયમિત પત્ર પ્રગટ કરવાનો પ્રબંધ કરશે. (છ) કોઇ પણ વ્યકિત અગર વ્યકિતઓ આ મંડળ દ્વારા સાહિત્યની અભિવૃધ્ધિની કોઇ પણ યોજના પોતાની આર્થિક જવાબદારી પર પાર પાડવા તૈયાર થાય અને મંડળને યોગ્ય લાગશે તો માથે લેશે. (જ) આ મંડળની દર વર્ષે ઓછામાં ઓછી બાર સભાઓ મેળવવામાં આવશે.

## ૪. સભાસદો:—

અઢાર વર્ષની ઉપરની કોઇ પણ વ્યકિત આ મંડળમાં સભાસદ થઇ શકશે.

(ક) એકી વખતે રૂ. ૨૫૧) અગર તેથી વધુ આપનાર કોઈ પણ વ્યકિત આ મંડળના મુરબ્બી ગણાશે.

(ખ) એકી વખતે રૂ. ૫૧) કે તેથી વધુ આપનાર કોઇ પણ વ્યકિત જીવન પર્યંતના સભ્ય ગણાશે.

(ગ) રૂ. ૬) આપનાર કોઇ પણ વ્યકિત આ મંડળના વાર્ષિક સભ્ય ગણાશે.

(ઘ) વાર્ષિક રૂ. ૩) આપવાથી કોઇપણ વિદ્યાર્થી આ મંડળનો સભ્ય થઈ શકશે.

(ઙ.) તા૦ ૧લી જુલાઈ ૧૯૨૩ સુધીમાં ઉપર મુજબ થયેલા

સભ્યો પાસેથી દાખલ ફી લેવામાં આવશે નહિ પરંતુ ત્યાર પછી થનારા સભ્યો પાસેથી દાખલ ફી તરીકે રૂ. ૧) લેવામાં આવશે.

(ચ) કોઇ પણ પ્રતિષ્ઠિત સાહિત્ય સેવકને મંડળની કાર્યવાહક સમિતિ વધુ મતે માનનીય સભાસદ તરીકે દાખલ કરી શકશે.

## ૫. કાર્યવાહક કમીટીઃ—

દર વર્ષે સામાન્ય સભાએ ચુંટી કાઢેલા એક પ્રમુખ, એક ઉપપ્રમુખ, બે મંત્રીઓ, એક ખજાનચી તથા ૭ સભ્યોની મળી કુલે અગીઆર જણાની કાર્યવાહક સમિતિ બનશે તે મંડળનો કારભાર ચલાવશેઃ—

૧૯૨૩–૨૪ના વર્ષ માટે નીચેના કાર્યવાહકો ચૂંટાયા છે.

(૧) પ્રો. બ્યોમેશચંદ્ર જનાર્દન પાઠકજી M. A. L. L. B. (પ્રમુખ)

(૨) શા. પાનાચંદ માનચંદ ઝવેરી (ઉપપ્રમુખ)

(૩) શા૦ હીરાચંદ કસ્તુરચંદ } મંત્રીઓ.

(૪) નટવરલાલ વીમાવાળા } મંત્રીઓ.

(૫) શા૦ દીપચંદ મગનભાઇ ચોકસી (ખજાનચી)

(૬) હકીમ સર ફરાઝ હુસેન

(૭) ત્રીકમજી પુરૂષોત્તમ કોટવાળ

(૮) ભાઇચંદ નગીનભાઈ

(૯) કમળાશંકર મણીશંકર શાસ્ત્રી

(૧૦) અંબાલાલ ચતુરભાઇ શાહ

(૧૧) ગુલાબચંદ કેસરીચંદ.

૬. આ મંડળના નાણાં સેક્રેટરી તથા ખજાનચીના નામો ઉપર મંડળને નામે બેંકમાં રાખવામાં આવશે તથા તેનો દર વર્ષે હેવાલ તથા હિસાબ કાર્યવાહક મંડળ બહાર પાડશે.

૭, આ મંડળના ૨/૩ સભાસદોના મતથી એક કાર્યવાહક સમીતિ રદ થઇ બીજી ચૂંટી શકાશે. અને સેક્રેટરીઓ ઉપર તે અરજી પહોંચ્યા બાદ તે બાબત રજુ કરવા એક અઠવાડિયામાં બીજી મીટીંગ બોલાવવી.

૮. આ મંડળની કોઇ પણ જનરલ સભામાં ૧/૩ સભ્યોની હાજરીથી કોરમ ગણાશે.

૯. જો પંદર સભ્યો સાથની અરજી જનરલ મીટીંગ બોલાવવા સેક્રેટરીઓ પર આવે તો તેવી મીટીંગ આઠ દિવસમાં બોલાવવી.

૧૦. સેક્રેટરીઓને એક કામ માટે કે પરચુરણ કામકાજ માટે, એકી વખતે ખરચવા અથવા છુટક છુટક ખરચવા રૂા. ૩૦૧)ની સત્તા આપવામાં આવે છે. અને રૂા. ૫૦૧)ની વધુ બહાલી આપવાની કાર્ય વાહક સમિતિને સત્તા આપવામાં આવે છે. એથી વધુ રકમની જરૂર પડતાં જનરલ મીટીંગ બોલાવી તેની રજા લેવી.



ગાંડીવ મુદ્રણાલય, સુરતમાં ઈશ્વરલાલ વીમાવાળે
છાપી અને બાવાસીધી ગોપીપુરા સુરત આગળથી
હીરાચંદ કસ્તૂરચંદ ઝવેરીએ પ્રકટ કરી.